શ્રી

# મંગળ ભજનાવલી

પ્રકાશક

શાહ મંગળદાસ વાલજીભાઈ.



કીં. ૦-૧-૬

શ્રી

# મંગળ ભજનાવલી

પ્રકાશક :

શાહ મંગળદાસ વાલજીભાઈ.



સંવત. ૧૯૯૫. પ્રત ૫૦૦ પ્રથમ આવૃત્તિ

કી. ૦-૧-૬

# અર્પણ પત્રિકા.

---

જગતપિતા અનંત બ્રહ્માંડના નાથ શ્રી કૃષ્ણ પ્રભુના પરમ પવિત્ર ચરણારવિંદમાં તથા તેમના ધર્મ પ્રેમી લાડીલા ભકતોના કર કમળમાં આ લઘુ શ્રી મંગળ ભજનાવલી વિનય ભાવે અર્પણ કરૂં છું.

શ્રી હરીના ભકતોના અનન્ય
સેવક
શાહ મંગળદાસ વાલજીભાઇ
ના દંડવત્ પ્રણામ.

# નિવેદન

પરમ કૃપાળુ પરમાત્માના પ્રેમી અનન્ય ભક્તોની સેવા કરવાનું સદ્ભાગ્ય આજ અમોને પ્રાપ્ત થાય છે.

**" શ્રી મંગળ ભજનાવલી "** સરળ ભજનોનો ભંડાર છે. શ્રી કૃષ્ણ બાળ ભજન મંડળીના ભક્ત મંગળદાસ જેઓ તાજેતરમાં બાળ ભજન મંડળીના નાયક થયા છે, તેમણે તદ્દન સરળ શૈલીવાળા હૃદય સ્પર્શી ભજનો આ ભજનાવલી દ્વારા અનન્ય પ્રભુના ભક્તો માટે અર્પણ કર્યાં છે.

દરેકને મોઢે ચડે તેવાં સરળ ભજનો હોઈ ભાવિક ભક્તો **" શ્રી મંગળ ભજનાવલી "** ની પહેલી આવૃતિની કદર કરી અમારી આ અલ્પ આવૃતિને સ્વીકારી લેશે એવી અમે આશા રાખીએ છીએ.

આ ભજનાવલીનો દુરૂપયોગ ન થાય, તેથી ન છુટકે ૦—૧—૬ ભાવ દોઢ આનો કીંમત રાખવામાં આવી છે તો તે બદલ ક્ષમા ચાહું છું.

અંતમાં એક ખાસ વધુ ખુલાસા સાથે કહું છું કે અમારી " શ્રી કૃષ્ણ બાળ ભજન મંડળી " ને જે પ્રભુના અનન્ય ભાવિક ભકતોએ ભજનાવલી પ્રસિદ્ધ કરવામાં યથાર્થ મદદ, ઉમંગ અને હિંમત આપ્યાં છે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માની વિરમું છું.

" શ્રી કૃષ્ણ બાળ ભજન મંડળી "
અમદાવાદ

લી. પ્રભુના અનન્ય ભકતોના સેવક
કંસારા દામોદર રામલાલ

# શ્રી મંગલાચરણ.

(૧)

વિઘન હરન ગવરીકે નંદન, સમરૂં સદા સુખદાઈ—ટેક.
જો સુમરનસે પાપ કટત હે, નિરમલ હો મતિ મોરી—વિ૦
અષ્ટ મહાસીધી નવનીધી કે દાતા, કંઠ કોયલ કરો મોરી—વિ૦
અવગુણ બહોત નહિ ગુણ એકે માફ કરો ચુક મોરી—વિ૦
નિરમલ દાસઃ સંતનકો, ગુરુ ચરણ લપટાઈ—વિ૦

---

(૨)

શ્રી ગુરુ ચરણ સરોજ રજ, નીજ મન મુકુંદ સુધાર,
વરણું રઘુવર વિમલ યશ, જો દાયક ફળ ચાર,
સમરૂં માતા સરસ્વતિ, વાણી અવિચળ આપ;
ગાઉં ગુણ ગોવિંદના, ટળે ભવો ભવ તાપ.
આવો હનુમંત બીરાજીએ, કથા સુનાઉ ઇતિહાસ;
તુમ સેવક રઘુનાથ કે, મે તુમ ચરણકો દાસ.
તુલસીકૃત રામાયણ, રામ કથા અનુસાર;
પ્રેમે ગાદી પાથરૂં, આવો પવન કુમાર.
ગુરુ ગોવિંદ દોનું ખડે, કીનકું લાગુ પાય;
બલીહારી ગુરૂ દેવની, ગોવિંદ દીયો બતાય.
મોર મુગટ શિર પર ધર્યો, મુખ મોરલી ધનઘોર;
વૃન્દાવનકી કુંજમે, જય જય જુગલ કિશોર.
મેરે રામ જય જય જુગલ કિશોર, મેરે રામ.
જય જય જુગલ કિશોર.

---

( ૩ )

( રાગઃ-બાલમ આયે બસો મોરે મનમેં. )

રામ ભજીલો તન મન ધનથી–રામ
નિશ દીન પ્રભુની ધૂન મચાયે
દીન ઓર રજની પ્રભુ રીઝાયે
મનમેં તેરી પ્રીત લગી જબ, ભક્ત ઓધારણુ જગમેં–રામ.
જુઠી માયા છોડ સંસારી
શુદ્ધ મનથી ભજ ગીરધારી
રામ નામકી માલા બનાકર, અર્પણુ કર પ્રભુ તનમેં–રામ.
પ્રેમ ભાવથી ભજ દુઃખહારી
પ્રભુ તને લેશે ઉગારી
દાસ મંગળ કહે પ્રીત લગાકર, બોલ રામ મુખસે–રામ.

---

( ૪ )

( રાગઃ-તુ મેરી મૈયા )

નંદના હો છૈયા, મય દાસ તેરા
લો પહચાન–નંદના હો છૈયા.
જશોદા કે લાલા, પ્રેમ સખા
પ્રેમ ભાવથી મય કહતા–નંદના હો છૈયા.
જંમના તટપેં ગૌવા ચરાવે, રાસ રચાવે,
ગોપી નચાવે–નંદના હો છૈયા.
દાસ મંગળના જય રઘુનન્દન, જય યદુ નન્દન
નિશદીન ભક્તિ મય કરતા–નંદના હો છૈયા.

---

(૫)

(રાગ-કાલી કમલી વાલીયા)

અયોધ્યા વાલા રામજી, દશરથ કેરા લાલજી,
ધનુષધારી રામજી, ઓ અયોધ્યાવાલા રામજી—અયોધ્યા.
ટેક પીતાનો પાળ્યો છે, વનમાં વાસ વસાવ્યો છે,
ભક્તોને મન ભાવ્યો છે, ઓ અયોધ્યાવાલા રામજી—અયોધ્યા.
વિભીષણને તાર્યો છે, રાવણને સંહાર્યો છે,
પ્રહલ્લાદને ઉગાર્યો છે, ઓ અયોધ્યા વાલા રામજી—અયોધ્યા.
મીરાંને તેં તારી છે, માશી પુતના મારી છે,
દ્રોપદીની લાજ રાખી છે, ઓ અયોધ્યા વાલા રામજી—અયોધ્યા.
ગંગા બાઇની રાખી લાજ, નરસિંહનું તમે કર્યું કાજ,
ભક્તોની તમે રાખી લાજ, ઓ અયોધ્યા વાલા રામજી—અયોધ્યા.
દ્વારિકાથી આવ્યા તા, ડાકોરમાં બીરાજ્યા તા,
સાથે બોડાણાને લાવ્યા તા, ઓ અયોધ્યા વાલા રામજી—અયોધ્યા.
દાસ મંગળ કહે કરગરી, લાજ રાખો ગીરધારી,
દર્શન દોને દયા કરી, ઓ અયોધ્યા વાલા રામજી—અયોધ્યા.

---

(૬)

(સુનાવું કીસકો મનકી બાત)

બોલ મુખસે રામ કૃષ્ણ આજ,
ભજીલે રાધા કૃષ્ણ આજ.

આ જગ પાણીનો પરપોટો
આ જગ છે ભપકાથી ભરેલો—બોલ મુખસે.

બાળપણું રમવામાં ગુમાવ્યું.
જુવાનપણું સ્ત્રી સંઘ વિતાવ્યું–બોલ મુખસે.
જ્યારે તન વૃદ્ધાએ પામ્યું,
ત્યારે ભાન પ્રભુનું આવ્યું–બોલ મુખસે.
દાસ મંગળના સ્વામિ શામળીયા
પ્રીતે ડાકોરમાં બિરાજ્યા–બોલ મુખસે.

---

( ૭ )

( રાગ:—સદ્‌ગુરૂ શરણે રે હો જઈએ. )

રામનું નામ હો નીશદીન દઈએ,
દઈને આપણ રાજી થઈએ
દઈને આપણ સુખીઆ થઇએ.
પ્રીતે પ્રભુને રે હો ભજીએ
તન મન ધનથી ચરણે જઈએ, રામનું નામ.
કીર્તિ મેળવવા જુઠું નવ બોલીએ
ભકિત પ્રભાવથી પ્રભુ રીઝવીએ, રામનું નામ.
એક બીજાની નીંદા નવ કરીએ
ગુણ ગેવિંદના પ્રેમથી ભજીએ, રામનું નામ.
પરનારીની પ્રીત નવ કરીએ
માત સમાન તેને ગણી લઈએ, રામનું નામ.
પરધનને પત્થર સમ ગણીએ
નિરધન જનને આશ્રય દઇએ, રામનું નામ.
દાસ મંગળ પ્રભુ કર જોડી વીનવે
નીશદીન તેરા દર્શન દીજીએ, રામ

(૮)

( રાગઃ—રખીઆ બંધાવો ભૈયા. )

દર્શન દીખાવો કાના

ચરણે પડું છું રે દર્શન.

પાર ઉતારો કાના

ચરણે પડું છું રે દર્શન.

તેલ કઢા ઉકળેલી, વારે ચઢી શીતળ કીધી
સુધનવા લીધો ઉગારી, ચરણે પડું છું રે દર્શન.
ચંદ્રહાસની વારે ચઢી, વિખ ફેડી વિખીયા કીધી
દુષ્ટ બુદ્ધિ સંહારી, ચરણે પડું છું રે દર્શન.
વિષના અમૃત બનાવી, મીરાંને લીધી ઉગારી
રાણાજીને શરમાવી, ચરણે પડું છું રે દર્શન.
દાસ મંગળના સ્વામી વ્હાલા છો અંતરયામી
ભકિત તણો ભિખારી, ચરણે પડું છું રે દર્શન.

---

( ૯ )

( રાગઃ—લેલો લેલો લેલો કોઇ ગજરા )

ભજલે ભજલે ભજલે કોઈ રામા ભજલે ભજલે.

એ દુનિયા હય જુઠી માયા

લક્ષ્મી તણા છે લોક સગા ભજલે

જુઠાને સૌ પ્રીતે ચાહે

સાચાને સૌ પાટુ મારે ભજલે.

નાંચ તાનમાં ભાન ભુલીને
ભુલે પ્રભુનું નામ ભજલે.
મોહ માયામાં મુક્તિ કેવી
જુઠી. જગની જુક્તિ કેવી ભજલે.
દાસ મંગળ કરગરી વિનવે
ભજલે પ્રભુનું નામ ભજલે.

( ૧૦ )

( રાગઃ—જાઓ જાઓ એ મેરે સાધુ )

આવો આવો ઓ રાધા કૃષ્ણ
બસો અમારી સાથ
બસો અમારી સાથ કાના
બસો અમારી સાથ—આવો આવો.
વૃદાવનમેં ગોપીયન સાથે
રાસ રચાવે કાન —આવો આવો.
જમના તટપે બંસી બજાવી
સબ ગોપીયન મોહી —આવો આવો.
ગોકુળમાં તેં ગૌવા ચરાવી
નામ ધર્યું ગોપાલ—આવો આવો.
કંસ તણો સંહાર કરીને
ગોકુળ લીધું બચાવી—આવો આવો.
ભિષ્મ તણું તે વચન પાળી
ચક્ર ધર્યું હતું હાથ—આવો આવો.
દાસ મંગળ કહે શામળીયા
પુરો અમારી આશ—આવો આવો.

૨૧૭૮૫

## ( ૧૧ )

[ રાગઃ--મય બનકી ચીડીયાં ]

મય પવિત્ર રામનું નામ નીશદીન બોલું રે—મય પવિત્ર.
મય રામધુન મચાવું
મય રામનામ સુનાવું
મય રામ કા નામ સુનકર બનબન બોલું રે--મય પવિત્ર.
બાઈ ગંગાની લાજ રાખી
બાઈ મીરાંને તેં તારી
પ્રભુ ભક્ત તણી લાજ રાખી સંગ સંગ ડોલું રે—મય પવિત્ર.
પ્રભુ હિરણ્યાકશ્યપ માર્યો
પ્રહ્લ્લાદજીને ઉગાર્યો
તમે ઇંદ્રનો ગર્વ ઉતાર્યો પાયે લાગું રે—મય પવિત્ર.
મંગળ નમ્ર થઈ વિનવે
રામ કદી નહિ વિસરૂં
જો હરી મીલે તો કભી નવ છોડું રે—મય પવિત્ર.

---

## [ ૧૨ ]

( રાગઃ—દુનિયા રંગ રંગીલી. )

દુનિયા મોહ ભરેલી મનવા
દુનિયા સ્વાર્થ ભરેલી.
એ દુનિયા હૈ જુઠી માયા, મોહ ઈસકા જુઠા હૈ.

માટે મનવા પ્રીત લગાકર, ભજ લે પ્રભુ દુઃખહારી,
મનવા ભજ લે પ્રભુ દુઃખહારી.
એ દુનિયા હૈ સ્વપના જૈસી, ઈસમે જીવન ખારા હૈ
એ દુનિયાના મોહને છોડી, ભજ લે પ્રભુ સુખકારી,
મનવા ભજલે પ્રભુ સુખકારી.
દાસ મંગળ કરગરી વિનવે, પ્રીત પ્રભુકા સાચા હૈ
સર્વે ભક્તો પ્રીતે પ્રભુએ, સ્હાય કરી પ્રીત ધારી,
મનવા સ્હાય કરી પ્રીત ધારી.

---

[ ૧૩ ]

[ રાગ **તુમીને મુજકો પ્રેમ શીખાયા.** ]

તુમીને મુજકો રામ શીખાયા,
રામ શીખાકે ભક્ત બનાયા.
મુક્ત બનાયા, દાસ બનાયા,
મેં ભજું તેરા નામ—નિશદીન
મેં ભજું તેરા નામ.
ઝેર તણું જળ અમૃત બનાવી,
મીરાને તેં લીધી ઉગારી
તુમી હો ભક્ત ઉદ્ધાર—નિશદીન
તુમી હો ભક્ત ઉદ્ધાર.
નવસો નવાણુ ચીર પુરીને.

દ્રૌપદીની તેં લાજ રાખીને,
સતી સ્ત્રીની પુરી આશ—નિશદીન
સતી સ્ત્રીની પુરી આશ.
હીરણ્યાકશ્યપ સંહારીને,
ભક્ત પ્રહલ્લાદને ઉગારીને,
દાસ મંગળની સહાય—નિશદીન
દાસ મંગળની સહાય.

---

[ ૧૪ ]

( રાગ—સુનો સુનો બનકે પ્રાણી )

સુનો સુનો પ્રભુકે ભક્તો
આજ હુવા પ્રભુકા જલસા—સુનો.
પ્રભુ પ્રીતે સંભાળી
અવસર મળ્યો જાણી—સુનો.
પર સ્ત્રીને માતા લેખી,
કરો પ્રભુની ભક્તિ—સુનો.
પરધન પત્થર માની,
પ્રેમે ભજો ગીરધારી—સુનો.
દાસ મંગળના સ્વામી,
લેજો તમે ઉગારી—સુનો.

---

[ ૧૫ ]

( **પૈસાદારને પોસાય**—એ રાગ )

નિરધન જનના તારણહાર, બંસી તેરી પ્રીતે બજાવ.
બંસી તેરી પ્રીતે બજાવ, કાના મુજને સુનાવ—નિરધન૦
મધુર બંસી નાદે, સબ ગોપીયન મોહી,
મોહી વ્રજની નાર, બંસી તેરી પ્રીતે બજાવ—નિરધન૦
ગોકુલ આખું મોહ્યું, ઇંદ્ર સીંહાસન ડોલ્યું,
મોહ્યું ડાકોર ગામ, બંસી તેરી પ્રીતે બજાવ—નિરધન૦
દુનિયા મોહ ભરેલી, દુનિયા દંભ ભરેલી,
વિનવો પ્રિતે પ્રંભુને આજ, બંસી તેરી પ્રીતે બજાવ—નિરધન૦
કામ ક્રોધ ને મોહ તજી, કૃષ્ણ પ્રભુનું નામ સજી,
મોહ ભર્યું પ્રભુ નામ, બંસી તેરી પ્રીતે બજાવ—નિરધન૦
દાસ મંગળના સ્વામી, વહાલા છો અંતર્યામી,
અમને ભવસાગરથી તાર, બંસી તેરી પ્રીતે બજાવ—નિરધન૦

---

[ ૧૬ ]

( રાગ—**અરર બાલુડાં.** )

ભજીલો પ્રેમથી રામકૃષ્ણજી,
અવસર ફરી નહિ મળે કદી,
કામ ક્રોધને મોહ છોડી દઈ
પ્રભુને પ્રેમથી મનમાં લઈ.
આ દુનિયા બધી મોહથી ભરી
કપટ દંભથી છે અતિ ભરી.

ભક્ત જનની મશ્કરી કરે
પણ છેવટે નર્કમાં જશે
પર સ્ત્રીની ઘણી મશ્કરી કરી
પછી સ્વ આંખતો અંધ થઈ ગઇ.
જન તે પછી બહુ વિલંબ કરે
પ્રભુ પાસ તે બહુ સ્તુતિ કરે.
આડી અવળી વાત તજી દઈ
ભજીલે રામને પ્રેમ ભાવથી.
આ દુનિયા થકી મુક્તિ જો ચહો
રામ શરણે જઇને રહો.
દાસ મંગળ એવું વિનવે
ભજી લે રામને પ્રેમથી હવે.

---

[ ૧૭ ]

[ રાગ—મન સાફ તેરા હય યા નહિ. ]

સદ્ભાવ તેરા હય નહિ હે, કૃષ્ણ ભજનમેં
શ્રી રામ ભજનમેં—સદ્ભાવ.
દુનિયામેં તેરા કો નહિ હે, રામ સિવાયે
શ્રી રામ સિવાયે—સદ્ભાવ.
પરસ્ત્રીની પ્રીત કરી કીર્તિ ગુમાવી
કીર્તિ ગુમાવી—સદ્ભાવ.

પારકાનું ધન ચોરી, લ્હેર ઉડાવી

બહુ લ્હેર ઉડાવી—સદ્ભાવ.

ભક્ત જનની હાંસી કરી, બુદ્ધિ ગુમાવી

હાં બુદ્ધિ ગુમાવી—સદ્ભાવ.

પારકાની નિંદા સુણી } કાન બગાડયા
અત્તરના પુમડા ઘાલી }

હાં કાન બગાડયા—સદ્ભાવ.

કામ, ક્રોધ, મોહ તજી, રામ ભજી લે

શ્રી રામ ભજી લે—સદ્ભાવ.

દાસ મંગળ વિનવે તને, રામ સમર લે

શ્રી રામ સમરલે—સદ્ભાવ.

---

[ ૧૮ ]

( રાગ—**હોરી ખેલે રે કાન હોરી ખેલે.** )

રામ ભજો રે ભાઇ રામ ભજો

એક ફેરી મારા ભાઇ રામ ભજો—રામ.

પ્રભુના ભક્તો ટોળે મળીને |
પ્રભુના પ્રેમીજન હળીમળીને |

રામનું રસપાન કરી લઇ—રામ.

જુઠા સંસારના મોહ તજીને

રામનું નામ લો લુંટી લુંટી.—રામ.

પરધન પત્થર માની લઇને

પરસ્ત્રી માત સમ ગણી ગણી—રામ.

કામ, ક્રોધ, મમતા તજી દઇને
        પ્રભુજીને ચરણે પડી પડી—રામ.
આડી અવળી વાતો તજીને
        મુખથી બોલો શ્રી હરી હરી—રામ.
ના બોલે તેને નમ્રતા પુર્વક
        બોલવાનું કહો તમે ધ્યાન દઈ—રામ.
દાસ મંગળ તને કરગરી વિનવે
        રામ સમર લે પ્રીતે પ્રીતે—રામ.

( ૧૯ )

[ રાગ—**વિસરૂં નહિ પ્રભુ નામ.** ]

રામ ભજી લો આજ, પ્રેમી બંધુ
રામ ભજી લો આજ        પ્રેમી બંધુ.
પત્થર કરતાં કઠણ હૈયું
તેમાં હરીનો વાસ        પ્રેમી બંધુ.
પારકા ધનને પત્થર માની
સમર શ્રી ભગવાન        પ્રેમી બંધુ.
પરસ્ત્રીની તું પ્રીત તજીને
ગણી લે માત સમાન        પ્રેમી બંધુ.
પારકાની ઘણી નીંદા કરીને
બગાડ તારા ન કાન        પ્રેમી બંધુ.
કામ ક્રોધને મોહ તજી દઇ
લક્ષ ચોરાસી તર પાર        પ્રેમી બંધુ.
દાસ મંગળ તને કરજોડી વિનવે
ભજી લે રામનું નામ -        પ્રેમી બંધુ.

[ ૨૦ ]

એકડે એક
રામનામની રાખો ટેક —મારા બંધુ.
રામ નામ તો તારણહાર—મારા બંધુ.
બગડે બે
રામ નામની બોલો જે—મારા બંધુ.
ત્રગડે ત્રણ
રામનામનું લો તમે પણ —મારા બંધુ.
ચોગડે ચાર
રામનામનો કરો વિચાર—મારા બંધુ.
પાંચડે પાંચ
રામ નામથી ના'વે આંચ-મારા બંધુ.
છગડે છ
રામનામથી ટળે ભય —મારા બંધુ.
સાતડે સાત
રામનામની કરો વાત —મારા બંધુ.
આઠડે આઠ
રામનામનો કરો પાઠ —મારા બંધુ.
નવડે નવ
રામનામમાં ગાળો ભવ —મારા બંધુ.
એકડે મીંડે દસ
રામનામથી મળે જશ —મારા બંધુ.

[ ૨૧ ]

સીતારામ કહો રાધેશ્યામ કહો
સીતારામ વિના ઉદ્ધાર નથી.
રાધેશ્યામ વિના બેડો પાર નથી.
રાધેશ્યામ કહો સીતારામ કહો—સીતારામ.
રમવામાં ગુમાવ્યું બાળપણું
સ્ત્રી સંગ વિતાવ્યું યુવાનપણું
વૃદ્ધાએ તુજ તન ખોખું બન્યું
ત્યારે હરિ ભજવાનું ભાન થયું—સીતારામ.
પરધન પત્થર વત સમજો,
પર સ્ત્રીને માત સમાન ગણો,
કામ ક્રોધને મમતા દૂર કરો
ને ભવસાગર સહેજે તરજો—સીતારામ.
સીતારામ કહો, સીતારામ કહો,
ને સ્વર્ગ તણું સુખ સહેજે લહો,
નહિં તો જન્મ મરણમાં ભટકયા કરો
ને લક્ષ ચોરાસી ફેરા ફરો—સીતારામ.

[ ૨૨ ]

રામધુન

રામ રામ રામા હો રામા રામા
સીતા પતી રામા રઘુ પતી રામા
રામધુન લાગી ગોપાલધુન લાગી
ભક્તોના મંડળમાં રામધુન લાગી.

રામધુન લાગી વહાલાની ધુન લાગી
બાળ મંડળમાં રામધુન લાગી.
કૃષ્ણ કનૈયો નંદજીનો લાલો
બંસરી બજાવે મને લાગે છે પ્યારો.
લાગે છે પ્યારો મોહન મોરલીવાળો
લાલો લટકાળો છબીલો છોગાળો
દુઃખનો બેલી ઓલ્યો ડાકોરવાળો
સુખનો સાગર શ્રીજી દયાળો.

[ ૨૩ ]

એક સમય હરી હળધર સાથે, રમતા તાળી દઇને હાથે
આંગણીયાંમાંરે ખેલે
માટીનું ઢેફું ત્યાં દીઠું, મોહનને મન લાગ્યું મીઠું;
હળવે રહીને રે લીધું — એક સમય.
બળભદ્રે અધીરા બહુ થઇને, કહ્યું જશોદાજીને જઇને
કૃષ્ણે માટી રે ખાધી — એક સમય.
ઉતાવળાં માતાજી આવે, પકડી હાથ પ્રભુને ધમકાવે
તેં કેમ માટી રે ખાધી — એક સમય.
ના ના કહી કહી માથું ધુણાવી આંખ્યોમાં આંસુડા લાવે
મેં નથી માટી રે ખાધી — એક સમય.
જશોદાજી કહે હું નવ માનું, તારા ઢોંગ બધા હું જાણું
માર્યા વીણ નવરે મેલું — એક સમય.
મારો શીદ મુજને માતાજી, મેં જરીયે માટી નથી ખાધી
સાચે સાચું રે કહું છું — એક સમય.

સાચી વાત હશે જો તારી, તો હું નથી શિક્ષા કરનારી
ઉઘાડ તારૂં રે મોઢું, — એક સમય.
માની વચન હરીએ મુખ ફાડયું, વિશ્વ સમસ્ત મહીં દેખાડયું
માત અચંબો રે પામ્યાં — એક સમય.

( ૨૪ )

## રાસમાં

ટહુકે કોયલડી ને બોલે છે મોરલા
વ્રજને ગોકુળીયે, આ શોર શા? ટહુકે.
વૃંદાવન કુંજમાં, બંસરી વાગે
થેઇ થેઈ થેઈ થેઈ નટવર નાચે ટહુકે.
ઝબુકે વિજળી ને, ગાજે છે મેહુલા
ઢેલડી સંગે નાચે છે મોરલા ટહુકે.
ડોલે છે તરૂવર, ડોલે છે વેલડી
વ્રજનારી સહુ કીધી છે ઘેલડી ટહુકે.
મોહ્યાં મા યમુનાં, મીઠા એ નાદમાં
ઋષિ મુની સહુ ચુકયાં છે ધ્યાનમાં–ટહુકે.
સહસ્ર ફેણે, શેષનાગ ડોલીયા
પારવતી સંગે નાચે, છે ભોલીયા ટહુકે.
બંસરીના નાદે, બ્રહ્માંડ ચૌદ ડોલતાં
દેવો દેવી સહુ, પુષ્પો વર્ષાવતાં ટહુકે.
ધન્ય વૃંદાવન ધન્ય ગોકુળીયું
ધન્ય ગોપી "ગુણવંત" નાથે ચીત ચોરીયું–ટહુકે.

[ ૨૫ ]

( રાગ—**પ્રેમથી બાંધ્યા અમારા પ્રાણ** )

કળીયુગમાં ભજી લે રાધેશ્યામ,
આવો કદી અવસર ફરી મળશે નહિ રે—કળીયુગમાં.
માયામાં મનડું તારૂં મોહી રહ્યું રે
પ્રભુમાં ચિત્ત તારૂં ન લગાર. આવો કદી—કળીયુગમાં.
ધન દોલત નારી ને દીકરા રે,
એક દીન તજવું તારે નીરધાર. આવો કદી—કળીયુગમાં.
મેડી મંદીર ઝરૂખા ને માળીઆંરે,
તે બધું રહી જશે અહીં ને અહીં. આવો કદી—કળીયુગમાં.
ગાદી તકીયાને ગાલ મશુરીયા રે,
અતિ આડ કરે છે એજ. આવો કદી—કળીયુગમાં.
નમન નીચો નમીને કરતો નથી રે,
એવું ભક્ત સંગાથે અભિમાન. આવો કદી—કળીયુગમાં.
પતિત પાવન પ્રભુનું નામ છે રે,
તેની સાથે ન લાગે તાન. આવો કદી—કળીયુગમાં.
પાપો જન્મોજન્મના બહુ નડયાંરે,
તેમાં મતિ મલિન થઇ મંદ. આવો કદી—કળીયુગમાં.
છાનામાના જમડા તને તાણી જશે રે,
માટે માયા તજી ભજ રામ. આવો કદી—કળીયુગમાં.
દાસ મંગળ કર જોડી તને વિનવે રે,
શ્રી રામ તને ઉતારશે ભવપાર. આવો કદી—કળીયુગમાં.

(૨૬)

( રાગ—**સીતારામ કહો રાધેશ્યામ કહો** )

દીનાનાથ દયાળ શ્રી રામ ભજો
શ્રી રામ ભજો ને પાપ તજો
પાપ તજો ને સદ્બુદ્ધિ સજો
સદ્બુદ્ધિ સજી ભવ પાર તરો—દીનાનાથ.
હંસ તજીને જેમ બગને સજે
તેમ સંત તજીને જન ઠગને ભજે
પણ છેવટ પસ્તાવું પડશે
ને સંતને શરણે જવું પડશે—દીનાનાથ.
પરસ્ત્રીની તમે પ્રીત છોડી દઈ
પરધન પત્થર માની લઈ
દાસ મંગળ તને કર જોડી કહે
સીતારામ ભજો રાધેશ્યામ ભજો.

(૨૭)

**થાળ**

આવો અલબેલડા હો,
મારે મંદીરીયે,
નટવર છેલડા હો, મારે મંદીરીયે
આસો પાલવના તોરણ બંધાવું,
વેરાવું ફૂલડાં હો, મારે મંદીરીયે  આવો.
સોનાના થાળમાં કુમકુમ ધરાવું
વેરાવું મોતીડાં હો મારે મંદીરીયે  આવો.

છાનો માનો આવજે નંદ કુંવરીયા
મનના છો મેલડા હો મારે મંદિરીયે આવો.
મીઠાઈ ને મેવા શાના ધરાવું
માખણના છો ઘેલડા હો મારે મંદીરીયે આવો.
માખણ ને મીસરી પ્રેમથી ધરાવું
મુકો અબોલડા હો મારે મંદીરીયે આવો.
જળ જમનાની ઝારી ભરાવું
આચમન કરાવું હો મારે મંદીરીયે આવો.
બાઇ મીરાંના સ્વામી શામળીયા
ડાકોરમાં દીઠડા હો મારે મંદીરીયે આવો.

## ( ૨૮ )

## ( આરતી )

કમળ નયન શ્રી પતિ પુરૂષોતમ પ્યારા પ્રભુ પુરૂષોતમ પ્યારા
નટવર નંદ દુલારા (૨) જય જય રઢીયાળા—જય રાધા. ટેક.
શસ્ત્ર ફેણ રાજુ ત્રિભુવન ત્રિપુરારી પ્રભુ ત્રિભુવન ત્રિપુરારી
શ્રી ધારી મોરારી (૨) જય મોરલી વાળા —જય રાધા.
ગોવરધન તોળ્યો ગોકુળને તારી પ્રભુ ગોકુળને તારી
ઇંદ્રનો ગર્વ ઉતાર્યો (૨) જય જય ગીરધારી—જય રાધા.
શ્રી રણછોડરાયા પ્રભુ મોહન વનમાળી પ્રભુ મોહન વનમાળી
મન મંદીરમાં વસીયા (૨) વસતા સુખકારી } જય રાધા.
દવારકાંથી આવ્યા (૨) રાધેના સ્વામી }
હસીત વદન કરી ઉભા મુજ સામું જોઈ પ્રભુ મુજ સામું જોઈ
કૃપા કટાક્ષે દુઃખડાં (૨) સઉ નાખો ધોઈ—જય રાધા.

સમાપ્ત.

જુના વાસણો રીપેર

# ક્યાં કરાવશો?

## કંસારા સાંકળચંદ છોટાલાલ.

તાંબા પીત્તળનાં વાસણ રીપેર કરનાર તથા
તાંબા પીત્તળનાં પાંજરાં બનાવનાર તથા
શંકરની મુર્તિઓ બનાવનાર
—: અને વેચનાર. :—

માંડવીની પોળ,
હરીસુખ મહેતાના ખાંચા નજીક,
અમદાવાદ.